

# યુવક સપ્તાહ

ના

## નાટ્ય પ્રયોગો

સં. ૧૯૮૨ ઇ. સ. ૧૯૨૬

## ગાયનો તથા ટુંક સાર


પ્રગટ કરનાર

**સન્તસુખ વી વ્હોરા**

મહામંત્રી, યુ૦ સ૦ સમિતિ

C/o સેવામંડળ, ઠે. સોનીફળીયા, સુરત.


કિંમત એક આનો

# પ્રોગ્રામ

## અંક ૧ લો

૧ મંગળાચરણ
૨ અમીરી કે ગરીબી-ગાયન
૩ વૈદ્ય ચિકિત્સા
૪ ગૌ રક્ષણ
૫ કંજુસ કાકા
6 Christ's Return act I
૭ સંગીત
8 Christ's Return act II
૯ સંગીત
10 Christ's Returd act III

ડ્રોપ.

## અંક ૨ જો

૧ પરાર્થે સ્વાર્થત્યાગ

૨ ઇંદ્રનો દરબાર

૩ સંગીત

૪ દ્રવ્યનો વ્યય

૫ 'બુલબુલ'

૬ 'અચલાયતન'

૭ શરાફનું ભોપાળુ

૮ સંગીત

૯ ભણેલ ભીખારી

૧૦ શાહબુદીન અને ચંડપુંડીર

ડ્રોપ

સમાપ્ત

## અમીરી ને ગરીબી.

(૧)

પાત્ર—

સાર:—કાન્તીલાલ છગનલાલ પચ્ચીગર

અમીરી અને ગરીબી વચ્ચે શો તફાવત છે અને ગરીબી કેટલી ઉત્તમ છે તે બતાવવામાં આવ્યું છે.

## વૈદ્ય ચિકિત્સા.

(૨)

પાત્રો:—

ગરબડદાસ:—સુરેશચંદ્ર બાલચંદ્ર પાઠકજી

અમથાલાલ:—સદાશિવ પ્રાણશંકર દવે.

વૈદ્ય માર્તણ્ડ ચટોપાધ્યાય:—જનકશંકર મનુશંકર દવે.

સાર—૮૧ વરસના ગડબડદાસ માંદા છે તેને જોવા વૈદરાજ પધારે છે. ગરબડદાસનો છોકરો અમથો વૈદરાજને ગાંડાઘેલા હસવા જેવા પ્રશ્નો પૂછે છે. વૈદરાજ છેવટે ચિકિત્સા કરે છે કે ગરબડદાસને "વિરહ"નો રોગ થયો છે. ગરબડદાસ કબુલ કરે છે કે એમની નવમી વારની વહુને સ્મશાનમાં બાળી આવ્યા પછી એમને રોગ થયો છે. આવી ચિકિત્સાથી ખુશ થઇ જઇ ગરબડદાસ વૈદરાજને ૧૦૦ રુપીઆ આપાવે છે.

## ૬

## ગૌ રક્ષણ
(૩)

**તુકારામઃ**—ઇન્દ્રવદન છગનલાલ ઠાકોર

**બ્રાહ્મણઃ**—ચંપકલાલ ચંદુલાલ પંડયા

**કસાઇઃ**—કનૈયાલાલ સાકરલાલ ઠાકોર

**સાર**—ભકત તુકારામ ઉદારતાથી પોતાની બધી ગાયોનું દાન કરે છે; પછી એક બ્રાહ્મણ પોતાની ગાયને કસાઇના હાથમાંથી છોડાવવા આક્રન્દ કરે છે. ભકતરાજ સાંભળે છે અને પાસે જાય છે. ભકત તુકારામ દબાણથી નહિ પણ શાંતિથી અને પ્રેમથી ગાયને જીવતી રાખવાના ફાયદા સમજાવે છે અને છેવટે કસાઇ ગાયને છોડી દે છે અને ભકતને પગે પડે છે.



૭

# કંજુસ કાકા

પાત્રો:—

**કંજુસ કાકા:**—એક શ્રીમંત પણ અતિલોભી શેઠ—મિસ ફ્લોરા કૃપદરાય મહેતા.

**રામમોહન:**—કાંઇક લોભી પ્રકૃતિ વાળો તેનો ભત્રીજો—મિસ યમુના.

**અમથો:**—શેઠનો રસોઇઓ તથા ગાડીવાન—મીસ વિમલા.

**કાળો:**—શેઠનો નોકર—મિસ કુસુમ

**સ્થળ:**—કંજુસ કાકાનો એક ઓરડો.

**સાર**—કંજુસાઇ કરવાની યુક્તિ પૂછવા કંજુસ કાકા પાસે એમનો એવાજ સ્વભાવવાળો ભત્રીજો આવે છે. ઘી ખાવાને બદલે ઘીના 'કુલડા' તરફ આંગળી કરીનેજ ચલાવી લેવાની સલાહ કંજુસ કાકાજી આપે છે, એટલામાં એમનો, ઘડીકમાં રસોઇઓ અને ઘડીકમાં ગાડીવાળો, એવો અમથો તથા શેઠનો નોકર કાળો આવે છે. મહેમાનો આવવાના હોવાથી તેઓ માટે શું જોઇશે એમ જ્યારે લોભી શેઠ રસોઇઆ—ગાડીવાનને પૂછે છે ત્યારે એ મહેમાનોને જોઇએ તેટલો લોટ, ઘી, વગેરે ગણાવે છે. પણ શેઠને બહુ ખર્ચ વધી જશે એમ લાગવાથી તેનાથી અડધાથી ચલાવી લેવાનો હુકમ આપે છે.

ડા૦ વેલર વેન હુક કૃત (અંગ્રેજીમાં)

# ધી ક્રાઈસ્ટના પુનરાગમનની આગાહી

## ત્રણ અંકોમાં

---

( સુરત યુથ લોજ તરફથી )

**સમય**:—જીઝસના જીવનનો છેવટનો વખત

**સ્થળ**:—જેરૂસલમની નજીકમાં

**પાત્રો**:—ત્રણ યુવાનો

**અબ્રાહામ**:—એક યાહુદી પંડિત

**મી. બંસીધર જી. મહેતા.**

**સેરિ**:—એક મિસરનો સત્યશોધક વિદ્વાન—

**મી. મહેન્દ્ર જે. દેશાઈ.**

**જ્યુલિઅસ**:—પાલેસ્ટાઇનના ઉપર રાજ્યકર્તા રોમન લોકો-
માંનો એક વીર—**રોહિત. એચ. મહેતા.**

**સાર**:—એ ત્રણ જીઝસનો બોધ સાંભળે છે અને એક બીજા સાથે મળીને વિવાદ કરે છે. અબ્રાહામ તે રોમનવીરને પૂછે

છે કે જીઝસ વિષે તું શું ધારે છે? મારૂં મન એના વિચારોથી બહુ ખેંચાયું છે. રોમન અમલની ધુનમાં કહે છે કે આ જીઝસ એક અદ્‌ભુત મનુષ્ય લાગે છે. પોતાના દુશ્મનોને ધિ:ક્કારી કાઢવા કરતાં તેમના પર પ્રેમ રાખવાનું આપણને સમજાવે છે. મિસરથી આવેલો "સેટિ" આ સાંભળીને કહે છે કે મને પણ એમજ લાગે છે. પણ શું એ એમ સમજાવે છે કે આપણું સર્વસ્વ છોડી દેવું અને તે પોતે કહે તેમ બીજાએ કરવું ? શું પ્રભુનું કાર્ય એ પોતે કરવા હીમત કરે છે? નવું તત્વજ્ઞાન શીખવીને કોઇ નવા પ્રભુને પૂજવાનો બોધ તે આપે છે ?

અબ્રાહામ કહે છે કે એ તો કેવળ નિ:સ્વાર્થ વૃત્તિ ધારણ કરવાનો બોધ આપે છે; દુખના સપાટા આનંદથી ખમવા અને બીજા લોકોનાં દુ:ખ નિવારણ કરવા વિષેની વાર્તાઓ કહીને માયાળુ દીલ રાખવાનો ઉપદેશ કરે છે. કેટલાક ખાસ માણસોને તે પોતાના સિદ્ધાંતો સમજાવે છે. મનુષ્ય ક્યાંથી આવ્યો, શામાટે આવ્યો અને તેનું છેવટે શું થશે તેની વાત કહે છે. મનુષ્ય પોતાનો વિકાસ કરતાં કરતાં અનેક જન્મો લે છે અને ઇશ્વરને ઓળખે છે, સર્વમાં એકતા અનુભવે છે, કર્મના બંધનોમાંથી મુકત થાય છે જ્ઞાન પ્રાપ્ત કરી ઇશ્વરરૂપ બને છે. જ્યુલિઅસ કહે છે કે એ તો જાદુના પ્રયોગથી રાક્ષસોને વશ કરે છે અને ગુપ્ત વિદ્યાથી લોકોના રોગ મટાડે છે એવું મે સાંભળ્યું છે. વિશેષમાં લોકો કહે છે કે એનામાં એવી અદ્‌ભૂત શકિત છે કે

એક નાની માછલી અને નાના રોટલીના કકડા લઇને હજારો માણસોને ધરાઇ જાય એટલું ખવરાવે છે. સેંટિ પેલા રોમનને પછી કહે છે કે આંધળાને તે આંખો આપે છે અને દેખતા કરે છે. પેલી પતિત સ્ત્રી મેરી મોડલીનને પાવન કરી, તેનું અંતઃકરણ નિર્મળ બનાવ્યું તે વખતે તે સ્ત્રીનો આનંદ તું જુવે અને આપણી મનુષ્યજાતિની વિકાસક્રમની ટોચે પહોંચ્યાથી જે શાંતિ અને સુખની પ્રાપ્તિ થાય એ વાત તું સાંભળે એમ હું ઇચ્છું છું.



# અંક બીજો

એ ત્રણ જુવાનો મળે છે. સેટિ પૂછે છે કે કાલની વાત જાણી? યાહુદીનું મંદિર તે હમણાં ગપ્પાં મારવાની તથા કુથલી કરવાની જગાજ થઇ છે પણ ત્યાં જીઝસે ઘણીજ નવાઇનું કામ કર્યું છે? હું ઉપદેશ સાંભળવા ઉભો હતો એટલામાં એક બાઇ દોડતી આવી અને બોલી ઉઠી હે જીઝસ! મારો ભાઇ લેઝેરસ મરી ગયો છે તેને કબરમાં દાટયો છે. તું મારી સાથે ચાલ. તારી દીલસોજીથી હમને દીલાસો મળશે. એ એવો નીડર છે કે એણે લુચ્ચા લોકોને અને વ્યાજખોરોને મંદિરમાંથી મારીને કાઢી મુકયા છે છતાં એ જ્ઞાની જીઝસ લેઝેરસના મરણની વાત સાંભળી રડી પડયો.

તેણે મેરિને કહ્યું કે તે મરી નથી ગયો; તે તો ઉંઘે છે. પરંતુ તે બોલી કે ત્રણ દિવસ થયાં તેનું મડદું કબરમાં સડે છે. હમને બધાની સાથે લઇને જીઝસ ત્યાં ગયા. કબરનો પત્થર ગબડાવી દીધો અને લાગણીથી તેણે કહ્યું લેઝેરસ, બહાર નીકળ. લેઝેરસનું મોહું બાંધેલું હતું તેવે મોહે તે બહાર નીકળી આવ્યો અને જેમ તેમ બોલ્યો કે તમે દીલગીર થશો નહિ. ધીરજ રાખો. પેલો રોમન વીર પૂછે છે કે તે મરી ગયો હતો એમ તમે માનો છો ત્યારે સેટિ જવાબ દે છે કે મેરિ સાચુંજ કહે છે. તેનું શરીર સડી ગયું હતું. પણ તે બહાર આવ્યા પછી તેનાં લુંગડાં ખેંચી કાઢયાં એટલે તેનું શરીર સાજું થઇ ગયું. અબ્રાહામ પણ ગુંચવાય છે, આનો ભેદ સમજતો નથી. કહ્યું કે ચમત્કાર તો ખરો. ઇશ્વ-

રીનિયમ વિરૂદ્ધ આ થયું છે પણ આખું વિશ્વ જે નિયમને વશ છે તે જીઝસથી બાજુએ મુકાય નહિ. સેટિ કહે છે કે મેં નાનપણમાં પ્રાચીન મંદિરમાં ગુપ્ત વિદ્યાનો અભ્યાસ કર્યો છે. કેટલીક વાતો મનુષ્યના મન અને બુદ્ધિથી પર છે એવું ત્યાં હું ભણ્યો છું. મનુષ્ય ઘણા જન્મો લે છે ત્યારે ઇશ્વરપદને પહોંચે છે; તેના આ ચમત્કારો પણ ઇશ્વરી નિયમને અનુસારજ છે. અબ્રાહામ કહે છે. હે સેટિ, મને પણ યાદ છે કે યાહુદી પાદરીઓ સમજાવે છે કે આત્મા જુદા જુદા શરીરો લઇને દુનીઆમાં અવતરે છે. હિંદુસ્તાનમાં કેટલાક યોગીઓ ઇશ્વરના ગુપ્ત નિયમો બહુ જાણે છે. મરણને પણ ઠેલી કાઢે છે, એક દેહ છોડી બીજા તાજા શરીરમાં પ્રવેશ કરે છે. સેટિ કહે છે કે શુદ્ધ દાનત, અત્યંત સ્વાર્થ ત્યાગ, પોતાના ગુરૂદેવની અનન્ય ભક્તિ અને તેનુંજ શરણુ એ શરતો જીઝસ પોતાના આંતર મંડળના શિષ્યો પાસે પળાવે છે. જ્યુલિઅસ ત્યારે પૂછે છે કે આ પેલા જુના વિચારના પાદરીઓ કહે છે કે એ તો મેલી વિદ્યા જાણે છે એ વાત ખોટી કે? સેટિ કહે છે કે તેનું રાજ્ય કાંઇ રોમની શહેનશાહત જેવું નથી પણ તે તો આધ્યાત્મિક રાજ્ય સ્થાપવા માગે છે. તેનાથી દુનીઆની મુક્તિ છે. અબ્રાહામને એ પાદરીઓના કાવાદાવા માટે ફીકર થાય છે અને વળી રોમના અમલદારો પણ તેમાં જોડાયા છે. સેટિ આ બધા વિરોધીઓના કારસ્તાનના પરિણામની રાહ જુવે છે પણ જીઝસ તો નીડર છેજ.

# અંક ૩ જો.

સેટિ, અબ્રાહામ, જ્યુલિઅસ ભેગા થાય છે. જ્યુલિઅસ કહે છે કે જીઝસનું પર્વત પરનું ભાષણ થયાને, લેઝેરસને જીવતો કર્યાને અને આપણા ગુરૂ જીઝસનું શરીર લોકોએ મારી નાખ્યાને ઘણો વખત થયો. ત્યાર પછી તેને વિષે અને તેના કામો વિષે મને ઘણું જાણવાનું મળ્યું છે, કેમ ભાઈ અબ્રાહામ તમારૂં કેમ છે? અબ્રાહામ કહે છે કે શોક અને આશામાં મારો આ બધો કાળ વ્યતીત થયો છે. સેટિ કહે છે "હું મિસરનો વતની છું. આપણી પ્રજાનું બળ ખપી ગયું છે અને વૃદ્ધાવસ્થા સમીપ આવી છે.

હવે તે પુનરપિ અત્રે આવનાર છે તે વખતે આપણે ફરીથી આ પૃથ્વીપર તેની સાથે રહેનાર છીએ અને શુદ્ધ ધર્મના પવિત્ર મંદિરમાં અક્ષય શાંતિ પ્રસરાવવામાં સહાયભૂત થઈશું. અબ્રાહામ કહે છે કે તેણે જે બોધ આપ્યો છે તેનો પ્રચાર કરવો એ આપણું કર્તવ્ય છે. જ્યુલિઅસ વળી સેટિને પ્રશ્ન કરે છે કે આપણા ગુરુ જીઝસનાં મરણ પછી ત્રીજે દિવસે પોતાના શિષ્યોને તેણે દર્શન દીધું તે વખતે તેં તેને જોયા હતા? સેટિએ ઉત્તર વાળ્યો કે જ્યુલિઅસ, મેં તેને પ્રત્યક્ષ જોયા હતા અને ત્યાર પછી તો હમને વારંવાર દેખા દે છે પણ તે કોઈ શાંતિના સમયમાં અને કોઈ નિર્જન ગુફામાં—સાં હમે એકઠા મળીએ છીએ ત્યારે—તું ત્યાં આવશે? પણ તે

ક્યારે ? જ્યારે હમારૂ હૃદય અને મન બેઉ શુદ્ધ નિર્મળ થાય છે અને તેની સાથે એક તાર થાય છે ત્યારે હમને તે આવી મળે છે. બીજા ઉચ્ચ ભુવનોની ગૂઢ વાતો ને સમજાવે છે. અબ્રાહામ કહે છે કે આ તેની મુલાકાત અને હવે પછી તેનું પુનરાગમન એજ આપણા જીવનનો સુખકર આધાર છે. જુલિઅસ કહે છે ત્યારે તો મને રજા હોયતો હું પણ તમારી સાથે સામેલ થાઉં. તેના અવસાન બાદ મેં તેને જોયો નથી. આ સ્વચ્છ આકાશ અને હરીઆળા ખેતરો મને આશા આપે છે કે તેનું આગમન થશે. હું તેના શિષ્યોના સાથે બહુ ખુશીથી ભળીશ અને તેને માટે ક્ષેત્ર તૈયાર કરીશ. સંત કહે છે કે તેના પુનરાગમનને હજી ઘણી વાર લાગશે. આ શરીર તો નષ્ટ થઈ જશે પણ તેનું આગમન નક્કી છે. મારું કાર્ય તેને નામે થશે. તે ધન્ય સમયે પૃથ્વીપર આપણે પણ આવીશું એજ આપણું અહોભાગ્ય અને તે સુંદર સમય જલદી આવે !



# પરાર્થે સ્વાર્થ ત્યાગ

( ટી. એન્ડ ટી. વી. સાર્વજનિક મિડલ સ્કુલ )

**પાત્રો:**–અનુભાઇ અને મનુભાઇ:

**સાર**—બે વિદ્યાર્થીઓ એક મેળો પૂરો થઇ રહ્યા પછી બીજે દિવસે અનુભાઇ મનુભાઇને મળે છે. અનુભાઇ એક સરસ મોટર લાવ્યો હતો તેથી ખુશી થઇ ગયો હતો. એટલે તેણે મનુભાઇને પૂછ્યું કે તું રમકડું લાવ્યો છે? મનુભાઇ જવાબ આપે છે કે હું કંઇ નથી લાવ્યો, ત્યારે તારા પિતાએ આપેલા રુપીઆનું તે શું કર્યું એમ જ્યારે અનુભાઇ પૂછે છે ત્યારે મનુભાઇ જવાબ આપે છે કે મેં તો એ રૂપીયા એક ગરીબ વિદ્યાર્થીને ચોપડીઓ વેચાતી લાવવા આપી દીધા.



# ઇંદ્રને અપીલ

પાત્રો:---

ઇન્દ્રદેવ: જી. સી. દેસાઈ.

વનદેવ:–એમ. આર. શાહ.

બ્રાહ્મણ:–એન. આર. શાહ.

ક્ષત્રિય:–પી. જી. કાજી.

વાણિયો:–આર. સી. દવે.

સાર-ઇન્દ્રદેવને ભારતના કુશળ સમાચાર જાણવાની ઇંતેજારી થાય છે, તેથી તે વનદેવતાને પૂછે છે. વનદેવ ખુબ નિરાશા-વાળો જવાબ આપે છે તેથી ઇન્દ્રદેવ માની શકતા નથી. ઇન્દ્રદેવની ખાત્રી કરાવવા અને ભારતની દુર્દશાનો ચિતાર બરાબર ખડો કરાવવા વનદેવ હાલના બ્રાહ્મણને, ક્ષત્રિયને, વાણીયાને અને ખેડૂતને બોલાવે છે. બ્રાહ્મણ 'સંસ્કૃત વિદ્યા જાણતો નથી એટલે વૈદ્ય અને જોશી થવાનો ઢોંગ કરી મારું પેટ ભરું છું' એમ કહે છે.

પછી અફીણના નિશામાં ચકચુર થયેલો ક્ષત્રિય આવે છે. મેવાડના શુરવીર બાપા રાવળ અને મહારથી રાણા પ્રતાપના વંશજો બાયલા અને અફીણને લીધે ઉંઘણસી થઇ ગયેલા જોઇ ઇન્દ્રદેવ બહુ ખિન્ન થાય છે.

પછી વાણીઓ આવે છે. માત્ર આડત સિવાય બીજો કોઇ પણ ધંધો કરતો નથી, પરદેશથી ખૂબ જરૂરી માલ મંગાવે છે, અને દલાલીમાં લોકોને ઠગી પોતે માલદાર થાય છે એ જાણી, શેઠ સગાળશાના વંશજ આજના વાણિયા માટે ઇન્દ્રદેવ શોક કરે છે.

# દ્રવ્યનો વ્યય

**પાત્રો:—**

બ્હેરો બ્રાહ્મણ ( એક અર્ધ બ્હેરો લાડુભટ્ટ ) ઇન્દ્રવદન છગનલાલ ઠાકોર.

વિમળપ્રસાદ:—વિદ્યાપ્રિય અભ્યાસક:—કનૈયાલાલ સાકરલાલ ઠાકોર.

ભુખણ ભોગી:—વિલાસભોગી છેલબટાઉ,

દામુ દલાલ:-શેર દલાલ—મહેન્દ્ર જમીયેતરામ દેસાઇ.

**સાર:**—બ્હેરો બ્રાહ્મણ ગોટાળો કરે છે અને નપાસ થયેલા વિદ્યાર્થીને 'તમારૂં હમેશ આમજ થજો' એવો આશીર્વાદ આપે છે. વિદ્યાર્થી વિમળપ્રસાદ ચીડાઇને બ્હેરાને મારે છે એટલામાં ભુખણ ભોગી આવીને વિમળપ્રસાદને સમજાવે છે કે એ બ્રાહ્મણભાઇ તો બેરા છે, તે પછી દામુ દલાલે પૈસાનો સારામાં સારો ઉપયોગ બતાવનારને ઇનામ આવવાનું જાહેર કર્યું હોવાથી ત્રણે જણ દામુ દલાલ પાસે જાય છે. બ્રાહ્મણ બ્રહ્મભોજન સદાવ્રત વગેરે કાઢવાનું કહે છે. ભુખણ, મોટા મોટા મહેલો બંધાવી, અને ખુબ મોજશોખમાં ખર્ચ કરી, દામુ શેઠને અચળ કીર્તિ મેળવવાનું કહે છે. વિદ્યાપ્રિય વિમળપ્રસાદ છેવટે વિદ્યાદાન એ સૌથી શ્રેષ્ઠ દાન છે એમ દામુ દલાલને સમજાવે છે. શેઠ ખુશ થઇ જાય છે અને વિમળપ્રસાદને ઇનામ આપે છે આમ વિદ્યાદાનની શ્રેષ્ઠતા સિદ્ધ થાય છે.

# અચલાયતન

## (વિનય મંદિર તરફથી)

**પાત્રો:—**

**પંચક:**—રૂઢિ તોડવા ઇચ્છનાર વિદ્યાર્થી:–પોપટલાલ

**મહા પંચક:**—પંચકનો મોટો ભાઈ અને રૂઢિનો હિમાયતી:—હેમન્ત કુમાર

| | | |
|---|---|---|
| સંજીવ<br>જયોત્તમ<br>વિશ્વંભર | પંચકના સહાધ્યાયીઓ | ચંદુલાલ<br>વજુભાઇ<br>નટવરલાલ |
| ચાર બાળકો | .................. | હરિલાલ<br>નાનાભાઇ<br>બાબુભાઈ<br>ઈન્દુ કુમાર |

**ઉપાધ્યાય:**—મહા પંચક જેવાજ રૂઢિમુઢ ગુરૂ—ચીમનલાલ

**સાર:**—આ નાટકનું રહસ્ય અત્યંત ગંભીર હોવા છતાં અને આપણી રૂઢિઓ ઉપર પ્રહાર રૂપે હોવા છતાં તેની શૈલી સર્વ શ્રોતાજનોને મનોહર લાગશે, અચલાયતન એટલે કોઇ દિવસ જેમાં ફેરફાર ન થાય એવું આશ્રમ. અચલાયતન એટલે આપણો હિન્દુઓનો રૂઢિપ્રિય સ્વભાવ, આપણી નિશાળોમાં ચાલી રહેતી રૂઢિની ધરેડ.

મોટા રૂપકમાં સુભદ્ર એટલે થોડા જુસ્સાવાળી ઉગતી પ્રજા, પંચક એટલે ખૂબ જુસ્સાદાર યુવાન, મહાપંચક એટલે રૂઢિમુઢ જનતા. શાળાના નાના રૂપકમાં મહાપંચક એ એક હાથે શિક્ષા અને બીજે હાથે ઇનામ આપનાર શિક્ષક. સુભદ્ર એટલે સામાન્ય નિર્જીવ વિદ્યાર્થી પંચક અને મહાપંચકના દબાણ સામે બળવો ઉઠાવનાર વીર વિદ્યાર્થી. સુભદ્રથી ઉત્તર દિશાની બારી ઉઘાડવાનું ભયંકર પાપ (!) થઈ જાય છે, તેની મદદે પંચક કેવી રીતે આવવાનો પ્રયત્ન કરે છે તથા એ આશ્રમના અર્થ વગરના નિયમો તથા વહેમોને તોડવામાં પંચકને કેવી મઝા પડે છે તેનો રમુજી ચિતાર આમાં આપવામાં આવ્યો છે,



# શરાફનું ભોપાળું

( ૧૦ )

( ટી. એન્ડ. ટી. વી. સાર્વજનિક હાઇસ્કૂલ તરફથી )

પાત્રો:—

**ઘંટાકરણ:**—સી. એમ. દિવાન

**ડંકાકરણ:**—( ઘંટાકરણ શેઠનો ભાઇ ) આર. એચ. રૂપાવાળા

| | | | |
|---|---|---|---|
| **મફતીયો** | } | ઘંટાકરણના દીકરાઓ | દેવેન્દ્ર ત્રિવેદી |
| **અમથો** | | | આર. જે. વપારી |

**સૈયો:**—મનહરલાલ બી. લાકડાવાળા.

**મહુગોર:**—અરૂણચંદ્ર બી. પંડ્યા.

**બ્રાહ્મણ:**—દિનકરરાવ

**પમો રબારી:**—દિનમણિશંકર

**નારદ:**—ઇન્દ્રવદન ડી. ધીઆ

**શારદ:**—શાન્તિલાલ પી. દવે

**સાર:**—ઘંટાકરણ શરાફ લોકો પાસેથી સવાલાખ રૂપીયા વ્યાજ આપવાની શરતે એકઠા કરે છે. પછી એની દાનત બગડે છે. અને જ્યારે મુડી પાછી લેવા ઘરાકો એને ઘેર આવે છે ત્યારે

આપઘાત કરવાનો ઢોંગ કરી, મરી જવાનો ડોળ કરે છે. આ ખોટી રીતે થયેલા દેવાદાર ઉપર લ્હેણદારો ખુબ ચીડવાય છે અને એની ફજેતી કરવા મરી ગયેલા હોવાનો ઢોંગ કરનાર ઘંટાકરણને ઉપાડીને બજારમાં લઇ જાય એ તકનો લાભ નારદનો શિષ્ય શારદ લે છે. શારદ ઘંટાકરણના વેષમાં ઘંટાકરણને ઘેર જાય છે. ગુરૂએ આપેલા રહસ્યમંત્રથી તેને ત્રિકાળનું જ્ઞાન છે અને ઘંટાકરણ શરાકનો વેશ ભજવી, લ્હેણદારોને રૂપીયા પાછા નહિ આપે તો મારી નાખશે એમ પોતાના પુત્રને સમજાવી. ઘણા લ્હેણદારોને ખુબ રૂપીયા અપાવી દે છે. આમ ઘંટાકરણની ઠગાઇથી એને જ નુકશાન થાય છે.



# યુવક સપ્તાહના નાટ્ય પ્રયોગો



ગાયન ૧ લું

## મંગળાચરણ

દુર્ગા—ઝપતાલ

નમું નાથ નિરંજન
છાયા તમારી વિભૂ દુઃખભંજન—નમું૦
અખિલ જગત સોહે,
તારી જ્યોતિ માંહી લીન,
એક રૂપ નામ ભિન્ન—નમું૦



ગાયન ૨ જું.

## અમીરી ને ગરીબી

(રાગ વાઘેશ્વરીની કવાલી.)

ગરીબીમાં બનો ગાંડા, ગરીબીમાં બનો ઘેલા;
ગરીબીને ગુરુ કરજો........ગરીબીના બનો ચેલા.

અમીરી ત્યાગજો વહેલાં, ગરીબી માંગજો પહેલાં,
અમીરી જ્ઞાન અઘરાં છે, ગરીબી જ્ઞાન છે સ્હેલાં.
ગરીબી૦

અમીરો! તમારી અમીરી મુબારક હો,
તેમજ અમારી ગરીબી અમને મુબારક હો.

અમીરી છે હળાહળ ઝેરની પ્યાલી
જ્યાં ગરીબી જાણુ પ્રેમામૃતની પ્યાલી.
અઘરો અમીરી પંથ, એમાં લાખ મુશ્કેલી
કેવી ગરીબોની દિશા, સીધી સીધી સહેલી.
ગરીબી મોટી ને જ્ઞાની, અમીરી બેન છે નાની,
અમીરી પ્હેલી બીજી જ્ઞાની, પકડજો પ્હેલીને
વ્હેલી.—ગરીબી૦

અમીસી એ હુંપદનું ઘર, ગરીબી નમ્રતાનું ઘર
અમીરીમાં પછી ઇશ્વર, ગરીબીમાં પ્રભુ પહેલાં—
ગરીબી૦



ગાયન ૩ જું.

ગઝલઃ—

ગરીબો પર દયા રખ્ખે, તવંગર હો તો
અયસા હો.
જો તુટી નાવ તરાયે, સમુદર હો તો અયસા હો.
સમઝતે થે જીસે દુશ્મન, વો અપને હોતે જાતે હૈ,
ગરીબોકી મુશીબતમેં, મુકદ્દર હો તો અયસા હો.
ખુશીમેં સાથ રહેનેવાલે, હુવે લાખો જમાનેમેં,
વિપદ્દ કે વખ્તજો આવે, બિરાદર હો તો અયસા હો.



ગાયન ૪ થું.

બાતોંમેં બાત ગયો,
જનમ તેરા બાતોંમેં બીત ગયો........
પાંચ બરસકા આલા ભોલા,
અબ તો બીસ ભયો....(૨)
મકર પચીસી માયા કારન, દેશ વિદેશ ગયો—બાતોં. (૧)
ત્રીસ બરસકી જબ મતિ ઉપજી,

લોભ બઢે નિત નયો.......(૨)

માયા જોરી લાખ કરોરી, અબ હુ ન તૃપ્ત ભયો....બાતો. (૧)

વૃદ્ધ ભયો તબ આળસ ઉપજી,

કફ નિજ કંઠ રહ્યો.......(૨)

સંતુકી સંગત કબ હુ ન કીની

બીરથા જન્મ ગયો. બાતોં. (૩)

યહ સંસાર મતલબકા લોભી. જુઠા ઠાઠ રચ્યો (૨)

કહત કબીર સમજ મન મુરખ, તુ ક્યોં ભૂલ ગયો

....બાતોંમેં૦

ગાયન ૫ મું.

જો ધરમકે મારગમેં, મન અપના લગાતે હૈ,

બગડી હુઇ સબ ઉનકી, ભગવાન બનાતે હૈ;

સચ્ચે ધની વહિ હૈ હુય, હૈ ઉનકી બોલબાલા,

દુઃખીયોંમેં ગરીબોમેં, જો અપને ધનકો લુટાતે હૈ.

ગાયન ૬ ઠું.

## દ્રવ્યનો વ્યય

દામુ દલાલ:—

વસ્તુ વિના નર પશુ જગતમાં વસ્તુ વિના નર પશુ.
દામ સિવાયે દેશ વિદેશે કામ બને ના કશું.
જગતમાં૦
જન્મી જગમાં જીવન જીવી લ્હેશે કોને જો વસુ
નોકર ચાકર ગાડી વાડી લાડી વાળા થશું—જગતમાં૦
ગર્થ વિના કો ભાવ ન પૂછે, અર્થ સરે ના તસુ,
રાજ સમાજે, વાટે ઘાટે, પૈસાને પૂછશું...........
અરે ભાઇ પૈસાને પૂજશું.......જગતમાં૦



ગાયન ૭ મું.

## રાગ—માલકોસ

ઉડી ગઈ બાપુડી બુલબુલ
સૂનું પિંજર કરીને ક્યાં ગઈ બુલબુલ—ઉડી.
હતી કાળી છતાં હૈયું, દીઠું'તું દૂધના જેવું;
હૃદય મંદિરની દેવી, છૂપાઇ ક્યાં અઇ બુલબુલ. ૧

પરાગો પુષ્પની ઉદ્યાન, મહીંથી આવતી મીઠી;
સુવાસે કંઠ મીલાવી, હૃદય પરવશ કરે બુલબુલ. ૨

હજારો ગુલના છોડો, નમી તારૂં નમન ઝીલે;
છતાં આ બેવફાઈથી, જુદાઇ ક્યાં કરે બુલબુલ. ૩

મીઠું બોલી હૃદય ખોલી ટહુકતી આમ્રની ડાળે;
હું હું શું રાત ને દિવસ અમીની વાદળી બુલબુલ. ૪

મધુરાં ગાન ગાઈને હૃદય રીઝાવજે બુલબુલ
પુકારૂં હું પુકારૂં હું ફરી અહીં આવ આ બુલબુલ ૫



ગાયન ૮ મું.

**અચલાયતન**

પંચક:—

વ્હાણુલાં વાય તુજ સાદ સૂણાય ને,
સાદ પીછાણનારૂં ન કોઈ;
મન આ માહરૂં મનમાં રોય પણ,
રૂદનને માનનારૂં ન કોઈ.

એકલો એક તું અખિલ આ ભુવનમાં,
પ્રાણુની આગ હોલાવનારો;
સર્વ જણુ દૂર ને દૂર રાખે ત્યહાં,
એક તું આવ કહેનાર પ્યારો.



પંચક:—

સૂર પંચમ તણા ગગન ભરી ગાજતો,
અંધ આ ઘર બધું, હલમલાવે;
બહારથી કોઇ નવ બાર ખખડાવતું,
કોઇનો હાથ નજરે ન આવે.



ગાયન ૯ મું

પંચક:—

મનડું દોડીને જાતું દૂર,
દૂર કોઇ દૂરના દેશમાં હોજી.

વાંસલડી વ્હાલી પેલી,
લહરી જેમાં રડતી ઘેલી.
એ બંસીને ઘેરે ઘેરે સૂર,
મનડું દોડીને જાતું દૂર
દૂર કોઇ દૂરના દેશમાં હોજી.
મારગડો મોટો પેલો,
દેશો સૌ વ્યાપી વળેલો,
ઉદાસ થાતો લોપાતો જઇ દૂર,
દૂર કોઇ દૂરના દેશમાં હોજી.
તે મારગડે જાવા મારો,
જીવડો તલસે બિચારો;
જાવું કોઇ અલખ એવે પૂર,
મનડું દોડીને જાતું દૂર
દૂર કોઇ દૂરના દેશમાં હોજી.



ગાયન ૧૦ મું

## ભૈરવી ગઝલ.

પ્રલાપો પ્રેમીના દીલના, સનમ જાણે ધણી જાણે;
'તુંહિ' 'તુંહિ' નાદ ઘાયલના, ઘવાયાં હોય તે જાણે. પ્ર૦
વિલાપો જાનકીજીના,
બુઝે શું લોક લંકાના ?
પિછાને કોઇ હનુમાના, ખરેખર રામજી જાણે–પ્ર૦
મીરાંના પ્રેમ આંસુને,
કઠિન રાણાજી શું જાણે ?
બનેલું ઘેલું એ જાણે, ખરૂં શ્રીકૃષ્ણજી જાણે–પ્ર૦






મુદ્રકઃ—ભાઈલાલ ઝવેરભાઈ પટેલ

મુદ્રણસ્થાનઃ—નવયુગ મુદ્રણાલય, લીમડાચોક—સુરત.




# સેવા મંડળ તરફથી મળતું સાહિત્ય

| નામ | | કિંમત પૈસા |
|---|---|---|
| ૧ | ડૉ. ટાગોરનો વિદ્યાર્થીજગતને સંદેશ ... | ૨ |
| ૨ | લગ્ન પત્રિકા ... ... ... ... | ૧ |
| ૩ | શ્રમણ નારદ અને મધની સેવાવૃત્તિ... ... | ૨ |
| ૪ | કસોટી ... ... ... ... | ૧ |
| ૫ | ભાવના ... ... ... ... | ૧ |
| ૬ | જગતના યુવકોને સંદેશ ... ... ... | ૧ |
| ૭ | આપણા તહેવારોની ઉત્પત્તિ ... ... | ૪ |
| ૮ | આરોગ્ય સંબંધી સામાન્ય માહિતી... ... | ૩ |
| ૯ | યુવકવર્ગ અને વિશ્વબંધુત્વ ... ... | ૨ |
| ૧૦ | યુવાનો અને વ્યાયામ ... ... ... | ૨ |
| ૧૧ | જીવનકલા ... ... ... ... | ૨ |
| ૧૨ | ભારત સન્તાનોનો નિત્યધર્મ ... ... | ૧ |
| ૧૩ | સગુણોપાસના ... ... ... ... | ૩ |
| ૧૪ | સુખી જીંદગીનો નકશો ... ... ... | ૨ |
| ૧૫ | વિચારો અને જીવનમાં ઉતારો ... ... | ૨ |
| ૧૬ | નાનો મુદ્રાલેખ ... ... ... ... | ૧ |
| ૧૭ | બાળકોની ઉન્નતિ માટે જરૂર ધ્યાનમાં રાખો... | ૧ |
| ૧૮ | આ પત્રિકાઓ નંગ ૫ ... ... ... | ૬ |
| ૧૯ | નર્મદ... ... ... ... ... | ૬ |

ઉપરનું સાહિત્ય મળવાનું ઠેકાણું—

મંત્રી, સેવામંડળ–સુરત.

ઠે. સોદાગરવાડ, ફળીયા–સુરત.